# મહાન ગુરૂનો પ્રસાદ.

મૂળ લેખકઃ—બન્ધુ જે. કૃષ્ણમૂર્તિ.

મદ્રાસ.

છપાવી પ્રસિદ્ધ કર્તા,

## માસ્તર નાનાલાલ મગનલાલ.

ઠેકાણું—રીચીરોડની સડકપર.—અમદાવાદ.

અમદાવાદમાં

આ ટીબાચોં ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. અમરતલાલ જેસીંગભાઇએ છાપ્યો.

પ્રથમ આવૃત્તિ—પ્રત ૫૦૦ સં. ૧૯૧૧

મૂલ્ય એક આનો.

# મહાન્ ગુરૂનો મીઠો પ્રસાદ.

આ લેખમાંના શબ્દો આ લખનારના નથી, જે મહાન ગુરૂએ મને શીખવ્યું છે તે ગુરૂના આ શબ્દો છે. એમની મદદ શિવાય હું કાંઇ કરી શકયો ન હત; એમની મદદથીજ મેં સતના માર્ગે પગ મૂકયો છે.

તમને પણ એજ સતના માર્ગમાં દાખલ થવાની ઇચ્છા છે; તેથી જે શબ્દો તે મહાન ગુરૂએ મને સંભળાવ્યા છે તેજ શબ્દો તમને પણ મદદગાર થઇ પડશે, માત્ર તમે તે શબ્દોને શિરપર ચ-ડાવી અમલમાં લાવશો તો.

આ શબ્દો સાચા છે તથા આ શબ્દો અતિ સુંદર છે એમ કહ્યું એટલેથીજ કાંઇ બસ થતું નથી; જે માણસને વિજયજ મેળવવાની ઇચ્છા હોય તેણે તો એ શબ્દો પ્રમાણે વર્તવું જોઇએ; એટલે કે એ કથન મુજબજ આચરણ રાખવું જોઇએ. ભૂખેથી રીબાતો માણસ અન્ન તરફ જોયા કરે અને 'અન્ન ઉત્તમ છે' એમ કહ્યાં કરે એથી કાંઈ તેની ભૂખ ભાગશે નહિ. એણે એ અન્નમાં પોતાનો હાથ નાં-ખવો જોઇએ અને ખાવા માંડવું જોઇએ, એવીજ રીતે મહાન ગુરૂના શબ્દો સાંભળવા એ કાંઇ પુરતું નથી; તમારે તેમના દરેક શબ્દપર લક્ષ આપવું જોઇએ, એમણે આપેલી દરેક સુચના ધ્યાનમાં લેવી જોઇએ અને એમના કહેવા પ્રમાણે વર્તવું જોઇએ.

જો કોઇ એક સુચના ધ્યાનમાં ન લેવાય, જો કોઇ એક શબ્દ પર લક્ષ ન અપાય તો તે સુચના અને તે શબ્દ હમેશને માટે હાથ માંથી ગયો સમજવો; કારણ કે મહાન ગુરૂને ફરી ફરી એકની એક બાબત ઉપર બોલવાની ફુરસદ હોતી નથી.

# સત્‌ના માર્ગ માટે યોગ્યતા.

આ સત્‌ના માર્ગની પ્રાપ્તિ માટે ચાર સાધનો સંપાદન કરવાં જોઇએ.

૧ વિવેક. ૨ વૈરાગ્ય અથવા ઇચ્છારહિતપણું.

૩ સદ્વર્તન અથવા શુદ્ધ ચારિત્ર. ૪ પ્રેમ.

આ ચાર* સાધનોના સંબંધમાં જે કાંઇ મને મહાન ગુરૂએ કહ્યું છે તે તમારી સમક્ષ જણાવવાને મારાથી બનતો પ્રયત્ન કરીશ.

---

# પ્રથમ સાધન

મહાન્ ગુરૂના ચરણારવિંદમાં પહોંચવાને જે ચાર સાધનો સંપાદન કરવાં જરૂરનાં છે તે ચારમાંના પહેલાનું નામ 'વિવેક' છે સામાન્ય રીતે 'વિવેક' શબ્દ, સત્ય અને અસત્યને ઓળખવાની શક્તિ એવા અર્થમાં વપરાય છે. એ શક્તિ મનુષ્યને સત્‌ના માર્ગે દોરી લઇ જાય છે.

'વિવેક' એ શબ્દોમાં ઉપર કહેલા સામાન્ય અર્થ કરતાં પણ કાંઇક વધારે રહસ્ય રહેલું છે. તે રહસ્ય એ છે કે, આ વિવેકનો ગુણ, સત્‌ના માર્ગની શરૂઆત સુધીજ પાળવાનો નથી પણ તે માર્ગે દાખલ થઇને તેને બીજે છેડે પહોંચીએ ત્યાં સુધી દરેક ડગલેને પગલે હરહમેશ તે ગુણ પાળવાનો છે.

---

*એ ચારને અંગ્રેજીમાં Discrimination Desirelessness Good Conduct અને Love એવાં નામ અનુક્રમે અપાયેલાં છે.

તમે એ માર્ગે ચઢો છો તેનું કારણ એ છે કે, મેળવવા યોગ્ય સઘળી ચીજો માત્ર એ માર્ગેજ મળી શકે છે એમ તમે શીખેલા છો. જેઓ તે શીખ્યા નથી તેઓ તો ધન કે સત્તા મેળવવા માટેજ કામ કરે છે. પરન્તુ ધન અને સત્તા બહુ તો એકજ જીંદગી માટે છે ( તેઓ એકજ ભવ સુધી ટકે છે ) અને એ જોતાં તે અસત અનિત્ય પદાર્થો છે. આ પદાર્થો કરતાં બીજા વધુ મહત્વના પદાર્થો પણ હયાતી ધરાવે છે, કે જે પદાર્થો સત્ છે અને નિત્ય છે. તમે જો એ નિત્ય પદાર્થોને માત્ર એકજ વાર જોવા પામો તો ઉપર જણાવેલા અનિત્ય પદાર્થોની ઇચ્છા કદી કરોજ નહિ.

આખી દુનીઆમાં માત્ર બે પ્રકારનાજ મનુષ્યો છે. એક જેઓ જાણે છે તે, અને બીજા જેઓ નથી જાણતા તે. અને આ જાણપણું એજ મ્હોટી વાત છે, એજ અગત્યની વાત છે. માણસ કયો ધર્મ પાળે છે, તે કઇ જાતનો છે એ વગેરે બાબતો કાંઇ અગત્યની નથી અગત્યની બાબત માત્ર એકજ છે અને તે જાણપણું અથવા જ્ઞાન છે; મનુષ્ય માટેની દિવ્ય યોજનાનું જ્ઞાન એજ એક અગત્યની બાબતછે.

વિશ્વમાં એક યોજના છે અને તે યોજના ‘ ઉન્નતિક્રમ ’ અથવા ‘ ઉત્ક્રાન્તિક્રમ ’* છે. એકવાર કોઇ માણસ તે યોજના પુરેપુરી સમજી જાય છે, એટલે પછી તે માણસ તે યોજના માટેજ કામ કર્યા વગર રહી શકતો નથી અને એ યોજના સાથે એકરૂપ થયા સિવાય પણ રહી શકતો નથી; કારણ કે ઉત્ક્રાન્તિક્રમની યોજના ખરેખર ઘણીજ ભવ્ય અને ઘણીજ સુંદર સુખદાયક છે.

આ ભવ્ય યોજનાના જાણપણાને લીધેજ તે માણસ પરમા-

---

*Evolution.

ત્માનો પક્ષ લે છે, એ જાણપણાને લીધેજ તે શુભના પક્ષમાં ઉભો રહે છે અને અશુભની સામે થાય છે; એ જાણપણાને લીધેજ તે સ્વાર્થને ખાતર નહિ પણ ઉન્નતિક્રમ સારૂ કામ કરે છે.

જો તે પરમાત્માના પક્ષનો હોય તો તે આપણામાંનોજ એક છે, તો પછી તે પોતાને હિંદુ કહે કે બૌદ્ધ કહે, ખ્રીસ્તી કહે કે મુસલમાન કહે, તે હિંદવાસી હોય કે ઈંગ્લંડવાસી હોય, ચીનનો માણસ હોય કે રસીઆનો હોય, તે કશાથી ફેર પડતો નથી. જેઓ પરમાત્માના પક્ષમાં છે તેઓ "આપણે અહીં શા માટે આવ્યા છીએ?" અને "આપણે શું કરવું જરૂરનું છે?" એ બે બાબતનું જ્ઞાન ધરાવતા હોય છે અને તેઓ દરેક કામ પણ તે જ્ઞાનને અનુસરીને કરે છે.

તે સિવાયના બીજા સઘળાઓને હજી સુધી આવું જ્ઞાન ન હોવાને સબબે, તેઓ ઘણીવાર મૂર્ખાઈભરેલાં કામ કરી બેસે છે. તેઓ એવા રસ્તા શોધવા કોશીશ કરે છે કે જે રસ્તા તેમને આનંદદાયક થઈ પડશે એમ તેઓ ધારે છે; પણ તેઓ જાણતા નથી કે, સર્વ એક છે અને તેટલા માટે જે કાંઈ પરમાત્માની ઈચ્છા છે તેજ સર્વને ખરેખર આનંદદાયક થઈ શકે. તેઓ સતને બદલે અસતને માર્ગે ચાલે છે. આ સત અને અસત વચ્ચેનો ભેદ જ્યાં સુધી તેઓ ન શિખે, ત્યાં સુધી તેઓ પરમાત્માના પક્ષના નથી; અને તેટલા માટે 'વિવેક' અથવા 'સત અને અસત વચ્ચેનો ભેદ' એ પ્રથમ પગથિયું છે.

સત અને અસત એ બેમાંથી સતની પસંદગી કર્યા પછી પણ તમારે જાણવું જોઈએ કે સત અને અસતના પણ વળી ઘણા પ્રકાર છે. એથી આગળ વધીને તમારે વાજબી અને ગેરવાજબી,

ઉપયોગી અને અનુપયોગી, મહત્વનું અને બિનમહત્વનું, સાચું અને જૂઠું, સ્વાર્થમય અને નિઃસ્વાર્થી, એ સર્વ દ્વંદ્વોમાં પણ ‘ વિવેક ’ કરતાં શિખવું જોઇએ; અર્થાત્ એ દરેક જોડકામાંથી એકેકને વિવેક બુદ્ધિની મદદથી પસંદ કરવું જોઇએ.

વાજબી અને ગેરવાજબી વચ્ચેનો ભેદ પારખવો એ કામ એટલું બધું કઠણ નથી; કારણ કે જેઓ મહાન્ ગુરૂને પગલે ચાલવા ઇચ્છા રાખે છે તેઓએ ગમે તેટલે ભોગે પણ વાજબી માર્ગે ચાલવાનો નિશ્ચયજ કરેલો હોય છે, પણ શરીર અને આત્મા એ બન્ને જૂદી વસ્તુઓ છે; તેથી આત્માને જે ઇચ્છા થાય એજ ઇચ્છા શરીરને થાય એમ કાંઇ હમેશ બનતું નથી. જ્યારે તમારૂં શરીર કોઇ બાબતની ઇચ્છા કરે ત્યારે જરા થોભજો અને તમે ખરેખર તેવી ઇચ્છા કરો છો કે કેમ તેનો વિચાર કરજો. કારણ કે તમે ઇશ્વર છો; અને જે ઇશ્વરેની ઇચ્છા એજ તમારી ઇચ્છા હોવી જોઇએ. પણ તમારી અંદર રહેલા ઇશ્વરને શોધી કહાડવા તમારે હૃદયમાં ઉંડા ઉતરવું જોઇએ અને ત્યાં ઇશ્વરી અવાજ કે જે ખરી રીતે તમારોજ અવાજ છે તેને તમારે ધ્યાન દઇને સાંભળવો જોઇએ.

તમારાં શરીરો—સ્થૂલ શરીર, વાસના શરીર તથા માનસિક શરીર—એજ તમે પોતે છો, એવી ભૂલ કદાપિ કરતા નહિ. પોતાની ઇચ્છા તૃપ્ત કરવાના સ્વાર્થ ખાતર તે ત્રણમાંનું દરેક શરીર પોતે આત્મા હોવાનો ઢોંગ કરશે; પણ તમારે તે સર્વને ઓળખવા જોઇએ અને તમે તો તે શરીરોના સ્વામી છો એમ તમારે જાણવું જોઇએ.

ત્રણે શરીરો પોતે આત્મા બની તમને ઠગવા કેવા રસ્તા લે છે તે સંબંધમાં થોડાંક દૃષ્ટાંતો સાંભળોઃ—

(૧) જ્યારે કાંઇ કામ કરવાનું આવે છે, ત્યારે સ્થુલ શરીર

આરામ લેવા ઇચ્છે છે. અથવા તો ફરવા જવાને કે ખાવાને કે પીવાને ઇચ્છે છે; તેથી 'દિવ્ય યોજના' ના જ્ઞાન વગરનો માણુસ મનમાં વિચારે છે કે, "હું આ ખાનપાનાદિ કામ કરવા ઇચ્છું છું અને મારે તે કરવુંજ જોઇએ." પણુ જે માણુસને 'દિવ્ય યોજના' નું જ્ઞાન છે તે તો એમ કહે છે કે "જે (શરીર) આ બધી માગણી કરે છે, તે 'હું નથી; અને તે માગણી કરનાર સ્થુલ શરીરે ઘડીભર દમ ખાવો જોઇએ."

જ્યારે કોઇને મદદ કરવાનો પ્રસંગ આવી લાગે છે, ત્યારે આજ સ્થુલ શરીર વિચારે છે કે "ઓહ કેવું તકલીફનું કામ! ઘણોએ બીજો કોઇ સખસ તે કરી લેશે!" પણુ આમ બોલનારા શરીર પ્રત્યે આત્મા જવાબ આપે છે કે "આ કામ કરવા યોગ્ય છે અને તારી મગદૂર નથી કે તું મને તે કરતાં અટકાવે!"

આ શરીર તે તમારૂં પશુ છે—તમારો ઘોડો છે, કે જેના ઉપર તમે સવાર થયેલા છો; અને એટલા ખાતર તે ઘોડાની તમારે સાર સંભાળ સારી રીતે લેવી જોઇએ. તેની પાસેથી હદ ઉપરાંતનું કામ લેવું ન જોઇએ. તેને અપાતો ખોરાક અને જળ તદ્દન શુદ્ધ હોવાની કાળજી રાખવી જોઇએ, અને જરા જેટલી પણુ રજ તેના ઉપર ચોંટી ન રહે એટલી હદ સુધી તેને બરાબર શુદ્ધ રાખવું જોઇએ; કારણુ કે સપૂર્ણ અંશે શુદ્ધ અને સંપૂર્ણ અંશે તનદુરસ્ત શરીર સીવાય સતના માર્ગે વિચરવાની તૈયારી કરવાનું મહાભારત કામ તમારાથી ઉપાડી શકાશે નહિ તથા એ તૈયારી કરવાના કામથી તમારા શરીર ઉપર નિરંતર જે દબાણુ થશે તે તમારાથી સહન થઈ શકશે નહિ.

શરીર રૂપી ઘોડાની આટ—આટલી સાર સંભાળ રાખવા છતાં

તમારે આ તો બરાબર યાદ રાખવાનું છે કે, તમારે તે ઘોડાને હમેશ વશ રાખવાનો છે, તે ઘોડો તમને વશ રાખે એમ કોઇપણ વખતે ન બનવું જોઇએ.

(૨) સ્થુલ શરીરની વાતમાંથી હવે આપણે વાસના શરીર તરફ ફરીશું. આ શરીરને પણ વળી તેની ખાસ ઇચ્છાઓ હોય છે—સંખ્યાબંધ ઇચ્છાઓ હોય છે.

તમે ગુસ્સો કરો, તમે મર્મભેદક શબ્દો બોલો, તમે ઇર્ષા કરો, તમે પૈસાનો લોભ કરો, તમે બીજા મનુષ્યોના વૈભવની અદેખાઇ કરો અને તમે ઉદાસીનતાને વશ થાઓ; આવી જાતનાં અનેક કામો તમારી પાસે કરાવવા તે વાસના શરીર ઇચ્છે છે, તમને નુકશાનજ કરવું એવો કાંઈ તે શરીરનો આશય નથી; પણ તે શરીરને આવી વેગવાળી અથવા આવેશી ધ્રૂજરીઓ ગમે છે, અને વળી તે, તે ધ્રૂજરીઓ વારંવાર બદલવા ઇચ્છે છે. પણ તમને આ કશાની જરૂર નથી—તમારા આત્માને આ વાસના શરીરની ઇચ્છા સાથે કાંઇ લેવા દેવા નથી. તમારા આત્માની ઇચ્છાઓ અને તમારા શરીરની ઇચ્છાઓ એ બે વચ્ચેનો ભેદ તમારે જાણવો જોઇએ.

(૩) માનસિક શરીર નામનું તમારૂં ત્રીજું શરીર વળી કાંઇ જૂદીજ ઇચ્છાઓ કરે છે. તે મગરૂરીમાં આવી જઇ બીજા સર્વથી પોતાને ભિન્ન મનાવવા ઇચ્છે છે, બીજા બધા સંબંધી વિચારને છોડી માત્ર પંડનાજ વિચારો કરવા તે ઇચ્છે છે. તમે તેને જગતની વસ્તુઓ ઉપરથી વિમુખ કર્યું હશે તોપણ તે એક બીજા રૂપમાં હું પણાનાજ વિચારો કરવા ઇચ્છતું હોય છે, અને મહાન્ ગુરૂના કામ સંબધી અથવા તો બીજાઓને સહાયભૂત થવા સંબંધી વિચાર કરવાને બદલે તે તો તમારી એકલાનીજ ઉન્નતિ કેટલી થઇ તે વિ-

ચારમાંજ તમને ગોંધાઈ રહેવા ફરમાવે છે.

જ્યારે તમે 'ધ્યાન' ધરીને બેઠા હો છો ત્યારે પણ તમારે જે એક ચીજ જોઇએ છે તેના ઉપર ધ્યાન ધરવા નહિ દેતાં, જે અનેક ચીજો તે માનસિક શરીરને જોઇએ છે તે અનેક ચીજો સંબંધી વિચાર કરવાને તે તમને પ્રેરશે.

પણ ધ્યાન રાખજો કે 'તમે' તે 'મન' નથી; તે મન તો તમારે વાપરવાનું એક સાધન છે. માટે અહીં પણ 'વિવેક'ની જરૂર છે. આમ તમારે નિરંતર સાવધ રહેવાનું છે. ગાફલ રહેશો તો તમારો પ્રયત્ન નિષ્ફળ જશે. ગુપ્ત માર્ગમાં સત્ય અને અસત્ય વચ્ચે મુદ્દલ છૂટછાટ મુકી શકાતી જ નથી; મતલબ કે કોઈ પણ આશયથી થોડું પણ અસત્ય કરાય તો તે સત્ય કહેવાતું નથી. દેખાતી રીતે ગમે તેટલું નુકશાન થતું હોય તોપણ, અજ્ઞાની મનુષ્યો શું ધારશે કે શું કહેશે એ બાબતની કશી દરકાર કર્યા વિના, જે કાંઇ સત્ય છે તેજ તમારે કરવું જોઇએ અને જે ખોટું છે તે તમારે તજવુંજ જોઇએ. કુદરતના છુપા નિયમોનો તમારે ઉંડો અભ્યાસ કરવો જોઇએ, અને તે નિયમોને સમજી લઇને પછી તમારી જીંદગી તે નિયમોને અનુકુળ બનાવવી જોઇએ, અર્થાત્ તે નિયમોને અનુસરીનેજ જીંદગીનું દરેક કામ કરવું જોઇએ;—અલબત બુદ્ધિનો ઉપયોગ તો દરેક બાબતમાં કરવોજ જોઇએ.

મહત્વની અને બિનમહત્વની વસ્તુઓ વચ્ચેનો ભેદ તમારે સમજવો જોઇએ. જ્યાં સત્ય અને અસત્યનો સવાલ આવે ત્યાં તમારે ખડકની માફક દૃઢ રહેવું, પણ નજીવી અથવા બિનમહત્વની બાબતોમાં તમારે બીજાઓ આગળ નમતી દોરી મુકવી જોઇએ. કારણ કે તમારે હમેશ નમ્ર અને માયાળુ થવું જોઇએ, ન્યાયી

તેમજ સંજોગોને અનુકૂળ થવું જોઇએ, અને જે સ્વતંત્રતાની તમને જરૂર છે તેવીજ સંપૂર્ણ સ્વતંત્રતા તમારે બીજાને આપવા તૈયાર રહેવું જોઇએ.

કરવા યોગ્ય શું છે તેજ વિચારજો; તે કામ નાનું છે કે મોટું તે વિચાર નકામો છે.

એક મોટું દેખાતું કામ કે જેને જગત્ સારૂં કામ કહેતું હોય તેવા કામ કરતાં, એક નાનું કામ કે જે મહાન્ ગુરૂના કામમાં સીધી રીતે ઉપયોગી થઇ પડે તેવું હોય તે કામ ઘણું–ઘણુંજ ઉત્તમ અને કરવા યોગ્ય છે.

નિરૂપયોગીને છોડી ઉપયોગી કામ પસંદ કરવું જોઇએ એટલુંજ બસ નથી પણ ઉપયોગીમાં પણ ઓછી ઉપયોગી અને વધારે ઉપયોગી બાબતોનો 'વિવેક' કરતાં શીખવું જોઇએ. ગરીબોનું પોષણ કરવું તે સારૂં, ઉમદા અને ઉપયોગી કામ છે; પણ તેમના શરીરના પોષણ કરતાં તેમના આત્માનું પોષણ કરવું તે તેથીએ વધારે ઉમદા અને વધારે ઉપયોગી કામ છે. કોઇ પણ ધનવાન મનુષ્ય ગરીબોના શરીરનું પોષણ કરી શકશે; પણ તેઓના આત્માનું પોષણ તો 'જ્ઞાની'થીજ થઇ શકશે. જો તમે જ્ઞાન મેળવ્યું હોય તો બીજાઓને જ્ઞાન મેળવવામાં મદદ કરવી એ તમારૂં કર્ત્તવ્ય છે.

તમે ગમે તેવા ડાહ્યા હો છતાં આ માર્ગ ઉપર તમારે હજી ઘણું શીખવાનું રહે છે. અહીં એટલું બધું શિખવાનું છે કે તેમાં પણ 'વિવેક'ની જરૂર છે, અને શિખવા લાયક શું છે, તેનો તમારે લક્ષપૂર્વક વિચાર કરવો જોઇએ છે. સઘળું જ્ઞાન ઉપયોગી છે, અને એક દિવસ તમને સઘળું જ્ઞાન મળશે પણ ખરૂં. પણ જ્યાં સુધી તમારે જ્ઞાનના અમુક ભાગથીજ સંતોષ માનવાનો છે ત્યાં સુધી તો

તે અમુક ભાગ એવા પ્રકારનો પસંદ કરવો જોઇએ કે જે તમને સર્વથી વધારે ઉપયોગી થઇ પડે. પરમાત્મા જ્ઞાન સ્વરૂપ તેમજ પ્રેમ સ્વરૂપ છે અને જેમ જેમ તમારામાં જ્ઞાન વધારે આવશે તેમ તેમ તમારામાં ઇશ્વિરત્વ વધારે ને વધારે પ્રમાણમાં પ્રકટ થઇ શકશે માટે અભ્યાસ કરો; પણ બીજાઓને મદદ કરવાના કામમાં જે જ્ઞાન તમને બહુજ ઉપયોગી થઈ પડે તેવા જ્ઞાનનો પ્રથમ અભ્યાસ કરો; ધૈર્યથી અભ્યાસ કરજો; લોકો તમને જ્ઞાની માને એટલા માટે અભ્યાસ કરશો નહિ; તેમજ ડાહ્યા બનવા રૂપી સુખ તમને મળે તેવા ખ્યાલથી પણ અભ્યાસ કરશો નહિ; પરંતુ ડાહ્યા મનુષ્યો ડહાપણ પુર્વક બીજાને મદદગાર થઇ શકે છે એટલા ખાતર અભ્યાસ કરજો. બીજાને મદદ કરવાની ગમે તેટલી ઇચ્છા તમને હોય, છતાં જો તમારામાં જ્ઞાનજ ન હોય તો એ બનવા જોગ છે કે તમારે હાથે કોઇનું ભલું થવાને બદલે ઉલટું તેને નુકશાન થઇ બેસશે.

તમારે સત્ય અને અસત્ય વચ્ચેનો ભેદ પારખવો જોઇએ; તમારે વિચારમાં, વચનમાં અને વર્તનમાં—દરેક બાબતમાં સાચા થવાને શીખવું જોઇએ; અને આ કામ કાંઇ સહેલું નથી. જગતમાં ઘણા ખોટા વિચારો છે, ઘણા મૂર્ખાઇ ભરેલા વ્હેમો છે; અને જે પુરૂષ આ વિચારો અને વ્હેમોનો ગુલામ બને છે, તે કદાપિ ઉન્નતિ સાધી શકતો નથી, માટે ઘણા મનુષ્યો અમુક વિચાર ધરાવતા હોય તે ઉપરથી, અથવા તો મનુષ્યો જેને પવિત્ર ગણતા હોય તેવા કોઇ પુસ્તકમાં અમુક વિચાર લખાયેલો હોય તે ઉપરથી, તે તે વિચારને માની બેસતા નહિ, તમારે તે બાબતનો તમારી જાતે વિચાર કરવો જોઇએ, અને તે વાજબી છે કે નહિ તેનો તમારે પોતે તોલ બાંધવો જોઇએ. હજારો મનુષ્ય અમુક વિષય ઉપર મળતા થાય પણ

જો તેઓને તે વિષયનું ખરૂં જ્ઞાન ન હોય તો તેઓનો અભિપ્રાય કિંમત વગરનો છે.

મહાન્ ગુરૂના ચરણારવિંદ તરફ દોરી જનારા માર્ગ ઉપર ચાલવાની જેને ઇચ્છા હોય તેણે પોતાની મેળે વિચાર કરતાં શિખવું જોઇએ; કારણ કે વ્હેમ–ખોટી માન્યતા એ આ જગતમાં પ્રસરાયેલો મોટામાં મોટો અનર્થકારક રોગ છે, અને એ એક એવું બંધન છે કે તેમાંથી તમારે તો તદ્દન મુક્તજ થવું જોઇએ.

બીજા લોકો સંબંધીના તમારા વિચારો સાચા હોવા જોઇએ; બીજા સંબંધમાં જે બાબતો તમે જાણતા ન હો તે સંબંધી તમારે વિચાર કરવો નહિ. તેઓ હમેશ તમારોજ વિચાર કરે છે, એમ ધારતા નહિ. જો કોઈ કંઇ કામ કરે અને તે તમને નુકશાનકારક થશે એમ તમને લાગે, અથવા જો કોઇ કંઈ કહે અને તેથી તમને નુકશાન થશે એમ તમને લાગે, તો તેવે વખતે એકદમ એમ વિચાર કરશો નહિ કે "મને નુકશાન કરવાના ઇરાદાથીજ તેણે આમ કર્યું છે કે કહ્યું છે." કદાચ તેણે તમારા સંબંધી વિચાર સરખો પણ કર્યો નહિ હશે; કારણ કે દરેક જીવને પોતાની મુશીબતો હોય છે, તેથી તેના વિચારો મુખ્યત્વે તે મુશીબતોને લગતા જ હોય છે, જો કોઇ મનુષ્ય ક્રોધથી તમારી સાથે બોલે તો એકદમ "તે મને ધિક્કારે છે, તે મારૂં મન દુખવવા ઇચ્છે છે" એવો વિચાર કદી કરતા નહિ. ઘણીવાર એમ બને છે કે કોઈ સખસ કોઇ માણસને લીધે કે કંઇ બાબતને લીધે ગુસ્સે થયેલો હોય છે અને તેવામાં તમે મળી આવ્યા, તેથી તે તેનો ગુસ્સો તમારા પર કહાડે છે! અલબત તેનું આ ક્રોધી વર્તન મૂર્ખાઇ ભરેલું છે, કારણ કે દરેક પ્રકારનો ક્રોધ એ મૂર્ખાઇ છે; પણ તે ઉપરથી તમારે તેને વિષે ખોટો વિચાર

કરવો જોઇતો નથી.

જ્યારે તમે કોઇ મહાન ગુરૂના શિષ્ય થાઓ ત્યારે તમારો અમુક વિચાર સત્ય છે કે નહિ તે જોવા માટે તમારો વિચાર તે મહાત્માના વિચારની જોડમાં મૂકીને તપાસી શકો. કારણ કે શિષ્ય અને ગુરૂનું ઐકય હોય છે, અને જેવો તે પોતાનો વિચાર ગુરૂના વિચારની જોડમાં મુકે છે કે તરતજ તે તેને બંધ બેસતો થાય છે. કે નહિ તે જણાઇ આવે છે.

જો શિષ્યનો વિચાર ગુરૂના વિચારને બરાબર બંધ બેસતો ન જણાય તો શિષ્યે માનવું કે પોતાનો તે વિચાર ખોટો છે; અને તે ખોટો વિચાર તુરતજ બદલી નાખવો. કારણ કે મહાન ગુરૂનો વિચાર તો અચૂક સંપૂર્ણ સત્ય છે, કારણ કે તે સર્વ જાણે છે.

જેઓને ગુરૂએ શિષ્ય તરીકે હજી અંગીકાર કરેલા નથી તેઓ બરોબર ઉપર લખ્યા પ્રમાણે કસોટી કરી શકશે નહિ; તથાપિ તેઓ પણ "જે સંજોગોમાં હું મુકાયલો છું તેજ સંજોગોમાં મહાન્ ગુરૂ પોતે હોય તો તે શું વિચારે, કહે અગર કરે ?" એવો વિચાર કરે તો તેમને ઘણો લાભ થયા સિવાય રહે નહિ. મહાન ગુરૂને જે વિચારતા, જે કહેતા, અથવા જે કરતા તમે કલ્પી ન શકો તેવું કાંઇ પણ તમે કદી વિચારશો નહિ, બોલશો નહિ, અને કરશો નહિ

તમારે બોલવામાં બહુજ ચોક્કસ રહેવું જોઇએ, જરા પણ અતિશયોક્તિ કરવી નહિ. બીજાઓના ઉદ્દેશો જાણ્યા સિવાય તેઓએ અમુક ઉદ્દેશથીજ અમુક કામ કર્યું હશે એમ તમે કદી કહેતા નહિ માત્ર તેનો ગુરૂજ તેના વિચારોને જાણે છે અને તમારી કલ્પનામાં પણ ન હોય એવાં એવાં કોઇ કારણોસર તે સખસ અમુક કામ કરતો હોય એ સંભવ છે.

તમે કોઇની વિરૂદ્ધ કાંઇ વાત સાંભળો તો ફરીથી તે વાત બીજા સમક્ષ ઉચ્ચારતા નહિ. કદાચ તે વાત ખરી ન પણ હોય, અને ખરી હોય તો પણ કાંઇ ન કહેવું એ વધારે દયા ભરેલું છે. કાંઈ પણ બોલવા પહેલાં બરાબર વિચાર કરજો. રખેને ભુલભરેલી વાત બોલાઇ જાય. તમારાં કાર્યોમાં–વર્તનમાં પણ સાચા બનો. તમારામાં જે ગુણ હોય તે કરતાં જુદી જાતના ગુણ ધરાવવાનો ઢોંગ ન કરશો. દરેક પ્રકારનો ઢોંગ સત્યના નિર્મળ પ્રકાશને આડ-ખીલ રૂપ થઇ પડે છે. જેવી રીતે સૂર્યનું તેજ નિર્મળ કાચ દ્વારા પ્રકાશે છે, તેવીજ રીતે તમારી અંદર થઇને સત્યનું પવિત્ર તેજ પ્રકાશવું જોઇએ.

સ્વાર્થી કામ અને નિઃસ્વાર્થી કામ વચ્ચે પણ તમારે વિવેક કરતાં શિખવું જોઇએ. સ્વાર્થ ઘણાં રૂપ ધારણ કરે છે; જ્યારે તમે ધારો છો કે 'સ્વાર્થના એક રૂપને મેં નાબુદ કર્યું છે' ત્યારે તે બીજા રૂપમાં તેટલાજ જોરથી દેખાવ દે છે.

તથાપિ ધીમે ધીમે બીજાઓને મદદ કરવાનો વિચાર તમારામાં એટલો બધો વ્યાપી રહેશે કે સ્વાર્થને–તમારી જાતનો વિચાર કરવાને અવકાશ કે સમયજ મળશે નહિ.

બીજી પણ એક બાબતમાં તમારે આ વિવેક ગુણ ખીલવવો જોઇએ છે. અમુક મનુષ્ય અથવા અમુક વસ્તુ બહારથી ગમે તેવી ખરાબ દેખાય તે છતાં તે મનુષ્ય કે તે વસ્તુમાં રહેલા ઇશ્વરત્વને પારખતાં શિખો, તમારામાં અને તમારા જાતિભાઇમાં બન્નેમાં રહેલી એવી કોઇ સામાન્ય ચીજ હોય તો તે 'દૈવી જીવન' છે અને તે દૈવી જીવનના સામાન્ય તત્વ દ્વારા તમે તમારા જાતિભાઇને મદદ કરી શકો તેમ છે. તેનામાં તે દૈવી જીવન જાગૃત કરતાં શિખો,

તેનામાં રહેલા તે દૈવી જીવનના નામથી તેને અરજ કરતાં શિખો. આ રીતે તમે તમારા જાતિભાઇને અશુભ માર્ગથી બચાવી શકશો.

# દ્વિતીય સાધન.

મહાન્ ગુરૂના ચરણારવિંદમાં પહોંચવાને જે ચાર સાધનો સંપાદન કરવાં જરૂરનાં છે તે ચારમાંના બીજા સાધન તરફ આપણે ફરીશું તે બીજાનું નામ 'ઇચ્છા રહિતપણું' 'વૈરાગ્ય' 'નિરચ્છક ભાવ' છે.

આ જગતમાં ઘણા પુરૂષો એવા છે કે જેમને નિરિચ્છક ભાવ અથવા ઇચ્છા રહિતપણાનો ગુણ પોતામાં ખીલવવાનું કામ ઘણુંજ મુસ્કેલ લાગે છે. આ મુસ્કેલી લાગવાનું કારણ એ છે કે તેઓ એમ માનતા હોય છે કે, "અમારી ખાસ ઇચ્છાઓ, અમારો રાગ અને અમારો દ્વેષ એટલું જો અમારામાંથી લેઇ લેવામાં આવે તો પછી 'અમે' રહ્યાજ ક્યાં ?" તેઓ 'આત્મા' અને 'ઇચ્છા' એ બેને એક માને છે !

આવા પુરૂષો કોણ હોય છે ? જેમને મહાન ગુરૂને જોયા નથી તેઓજ માત્ર. પરન્તુ મહાન ગુરૂની સમક્ષ આવતાં જ એની સઘળી 'ઇચ્છા' અદૃશ્ય થાય છે; માત્ર તે ગુરૂના જેવા થવાની ઇચ્છા જ ટકી રહે છે.

એવા મહાન ગુરૂને રૂબરૂમાં મળવાનું સુભાગ્ય તમને પ્રાપ્ત ન થયું હોય તોપણ તમે તે 'નિરિચ્છક ભાવ' પ્રાપ્ત કરી શકો ખરા,—માત્ર તમે એ પ્રાપ્તિ માટે દૃઢ સંકલ્પ કરો તો.

શરૂઆતમાં તમે કેળવેલો વિવેકનો ગુણ તમને ક્યારનો શી-

ખવી ગયો છે કે ધન–સત્તા વગેરે જે ચીજો ઘણાખરા માણુસો ઇચ્છે છે તે સર્વ મેળવવા લાયક નથી. જો તમે આમ બોલીને જ બેસી ન રહો, અને જો તમને આ સત્યનો સાક્ષાત્કાર થાય ( માત્ર'જ્ઞાન ' જ નહિ પણુ આ બાબતનું જો તમને ' દર્શન ' થાય ) તો તે તે ચીજોની ઇચ્છા બંધ પડી જાય.

આટલે સુધી તો બધું સરળ છે. વાતમાં વાત એટલીજ છે કે તમારે સમજવું જોઇએ. પણ કેટલાક એવાએ મનુષ્યો આ દુનીઆમાં પડયા છે કે જેઓ જગતની વસ્તુઓની પ્રાપ્તિ પાછળ પડવું છોડી દે છે ખરા, પણ એમ કરવામાં તેમનો આશય દેવલોક મેળવવાનો કે જન્મ–મરણુથી પોતે છુટા થાય એવો હોય છે. આવી જાતની ભૂલમાં તમે કદી ન પડશો.

: જો તમે ' હું પણું ' છેકજ ભૂલી ગયા હો તો તો, તે 'હું' ક્યારે મુક્ત થશે, અગર કેવી જાતનું સ્વર્ગ તેને મળશે એ બાબતનો વિચાર તમે કરી શકો જ નહિ. યાદ રાખજો કે બધી જાતની સ્વાર્થિ ઇચ્છાઓ બંધનકારક છે, પછી ભલેને તમારૂં લક્ષ્ય ગમે તેવું ઉચ્ચ હોય તેથી શું ? અને જ્યાં સુધી તમે દરેક પ્રકારની સ્વાર્થી ઇચ્છાઓથી મુક્ત ન થાઓ ત્યાં સુધી, મહાન્ ગુરૂના કામમાં તમારૂં ચિત્ત સર્વાંશે લગાડવાને તમે સ્વતંત્ર નથી. એ પણુ યાદ રાખજો.

જ્યારે 'હું' સંબંધી સઘળીં ઇચ્છાઓ જતી રહે, ત્યારે પણુ તમારા કામનું ફળ જોવાની તો ઇચ્છા રહેવા પામે ખરી. તમે કોઇને મદદ કરો છો ત્યારે તમે એટલું તો જોવા ઇચ્છો છો જ કે તેથી તે સખસને કેટલો લાભ થયો ? કદાચ તમે એમ પણ ઇચ્છો છો કે મદદ લેનાર સખસ તમારા વડે તેને થયેલો ફાયદો જાણુવા પામે અને મનથી તમારો આભાર માને. અરે આ પણુ ' ઇચ્છા '

જ છે અને ' કર્મના અચળ નિયમ ' માં શ્રદ્ધા ન હોવાનું જ એ પરિણામ છે. જ્યારે જ્યારે તમે કોઇને મદદ કરવા માટે તમારૂં બળ વાપરો છો ત્યારે ત્યારે તેનું કાંઇ નહિ ને કાંઇ પરિણામ તો અવશ્ય આવે છેજ. તે પરિણામ તમે જોઈ શકો છતાં પરિણામ તો આવવાનુંજ. જો તમે ઇશ્વરી કાનુનને જાણુતા હો તો આમ બનવું જ જોઇએ એ પણ તમારા જાણુવામાં જ હોય. માટે બદલાની આશા સિવાય, સારાને ખાતર સારૂં તમારે કરવું જોઇએ. ફળ મેળવવાની આશાથી નહીં પણ કામને ખાતર તમારે કામ કરવું જોઇએ. તમારે જગતની સેવામાં તમારી જાતને અર્પણ કરવી જોઇએ; એટલા ખાતર કે તમે જગ સેવાને ચાહો છો અને તમારી વ્હાલી જગસેવાને તમારી જાત અર્પણ કર્યા સિવાય તમારાથી રહી શકાતું જ નથી.

સિદ્ધિઓની આકાંક્ષા રાખતા નહિ. જ્યારે મહાન્ ગુરૂને જણાશે કે ' હવે તો આ મનુષ્યને સિદ્ધિ મળશે તો તેથી તેને લાભ જ થશે ' તે વખતે સિદ્ધિઓ જરૂર તમને આવી મળશે. તે વખત પહેલાં તે પ્રાપ્ત કરવા મથવું એ તો સંકટ માગી લેવા બરાબર જ છે. ઘણીવાર આવી સિદ્ધિઓ ધરાવનાર પુરૂષ હલકાં સત્વોથી અથવા ઠગારાં ભૂતોથી ખોટે માર્ગે દોરવાઇ જાય છે, અથવા તો પોતે અભિમાની બને છે, અને ' મારી ભૂલ થાય જ નહિ ' એમ માની બેસે છે. આ અથવા બીજું ગમે તે પરિણામ આવે તોપણ એટલું તો ખરૂંજ કે બીજાઓની સેવામાં વાપરવા લાયક સમય તથા બળનો તેઓ ભોગ લે છે એ પણ કાંઈ થોડું નુકશાન નથી. હા, તમે જેમ જેમ ઉન્નત થતા જશો એટલે કે તમારી આંતરિક શકિતઓ જેમ જેમ ખીલતી જશે તેમ તેમ તે સિદ્ધિઓ

તમને એક પછી એક આપોઆપ મળવા માંડશે; જરૂર તે આપો-આપ તમારી બનશે. એટલું જ નહિ પણ જો મહાન્ ગુરૂને એમજ જણાય કે તમને સિદ્ધિઓ જલદી મળે એ હિતકારક છે તો તે સિદ્ધિઓ નિર્ભય રીતે કેમ ખીલવી શકાય તે સર્વ તે ગુરૂ તમને સમજાવશે. તેવો વખત આવતાં સુધી તો તમે સિદ્ધિઓ વગર જ રહો એ તમારે માટે વધારે સલામતી ભરેલું છે.

દરરોજના જીવનવ્યવહારમાં જે અનેક નાની નાની ઇચ્છાઓ ઉત્પન્ન થતી જોવામાં આવે છે તેવી ઇચ્છાઓથી તમે સાવધાન રહેજો. દાખલા તરીકે તમારો ભભકો દેખાડવાને અથવા તો હોંશી-યાર ગણાવાને કદાપિ ઇચ્છતા નહિ. બોલબોલ કરવાની ઇચ્છા કરતા નહિ જેમ બને તેમ થોડું બોલવું તેમાં જ સાર છે. જે કાંઇ તમે કહેવા ઇચ્છતા હો તે સત્ય, પ્રિય, અને સહાયકારી છે એવી તમારી પૂરેપૂરી ખાત્રી થાય ત્યાં સુધી મૌન ધરવું એ જ શ્રેષ્ઠ છે. કંઇપણ બોલવા પહેલાં આટલો વિચાર બરાબર કાળજીપૂર્વક કરજો કે "હું જે બોલવા ઇચ્છું છું તેમાં સત્યતા, પ્રિયતા અને સહાયકારીપણાના ગુણો છે?" જો તે ત્રણ તત્ત્વ ન હોય તો મુદ્દલ બોલતા જ નહિ.

બોલતા પહેલાં કાળજીપૂર્વક વિચાર કરવાની ટેવ અત્યારથીજ પાડવી એ ઘણું સારૂં છે; કારણ કે જ્યારે તમે 'દીક્ષા' ની દશાએ પહોંચશો ત્યારે તમારે દરેક શબ્દ ઉપર ચોકી રાખવી પડશે, નહિ તો કદાપિ ન કહેવા જેવી વાત તમારાથી બોલાઇ જશે. સામાન્ય રીતે જે વાતચીત કરવામાં આવે છે, તેમાંની ઘણીખરી તો નકામી જ અને મૂર્ખાઇ ભરેલીજ હોય છે અને વળી જો એ વાતચીત પરનિંદાની ગપસપ હોય છે ત્યારે તો માત્ર મૂર્ખાઇ ભરેલીજ નહિ

પણ દુષ્ટતા ભરેલી હોય છે. માટે વાત કહેવા કરતાં વાત સાંભળવાની ટેવ પાડો. જ્યાં સુધી તમારો અભિપ્રાય સીધી રીતે પૂછવામાં ન આવે ત્યાં સુધી તમારો અભિપ્રાય રજુ કરતાજ નહિ. સુમુક્ષુના ગણોની એક વ્યાખ્યા આ પ્રમાણે છે; જાણવું, હિમ્મત ધરવી, દૃઢ સંકલ્પ કરવો અને મૌન રહેવું, આ ચારમાંનો છેલ્લો ગુણ સૌથી વધારે કઠીન છે.

બીજી પણ એક ઇચ્છા કે જે ઘણી સામાન્ય જોવામાં આવે છે અને જેને તમારે સખ્તાઇથી દાબી દેવી જોઇએ છે તે, બીજાઓના કામમાં માથું મારવાની ઇચ્છા છે; બીજો મનુષ્ય શું કરે છે, શું કહે છે અથવા શું માને છે તેની સાથે તમારે કશો સંબંધ નથી; અને તે વિષે છેક તટસ્થ રહેતાં તમારે શિખવું જોઇએ. જ્યાં સુધી તે માણસ બીજા મનુષ્યની વચ્ચમાં ન આવે ત્યાં સુધીં સ્વતંત્ર વિચાર કરવાને, સ્વતંત્ર શબ્દો બોલવાને અને સ્વતંત્ર કાર્ય કરવાને તેને સંપૂર્ણ હક્ક છે. "મને જે યોગ્ય લાગે તે કરવાની મને સ્વતંત્રતા છે" એવો હક્ક તમે પોતેજ માગો છો, તો પછી તમારે બીજાને પણ તેટલીજ સ્વતંત્રતા ભોગવવા દેવી જોઇએ; અને જ્યારે તે બીજો સખસ તે સ્વતંત્રતાનો ઉપભોગ કરતો હોય ત્યારે તેને વિષે વાત કરવાનો તમને કશો હક્ક નથી, જો તમને એમ લાગતું હોય કે તે ખોટું કરે છે, અને જો તમે સભ્યતાથી અને ખાનગી રીતે તમારા વિચારો તેને દર્શાવવાનો પ્રસંગ લેઇ શકો તો તમે તેને સમજાવી શકો એવો સંભવ રહે છે. પણ ઘણી એક બાબતોમાં તો આમ કરવું તે પણ અયોગ્ય રીતે માથું મારવા બરાબર છે. તેમાં પણ આટલું બરાબર યાદ રાખજો કે કોઇપણ

કારણસર તમારે ત્રીજા મનુષ્ય પાસે જઇને તેની નિંદા તો ન જ કરવી; કારણ કે તેમ કરવું એ તો ઘણુંજ દુષ્ટ કામ છે. જો તમે કોઈ બાળક તરફ અથવા પશુ તરફ ઘાતકીપણું ગુજરાતું જુઓ તો વચ્ચમાં પડવાનો તમારો ધર્મ છે. જો તમે કોઇ પણ મનુષ્યને દેશના કાયદાનો ભંગ કરતો જોવા પામો તો તમારે સત્તાધારી પુરૂષોને તેની ખબર આપવી જોઇએ. જો તમારા હાથ નીચે કોઈ મનુષ્યને શિખવા માટે મૂકવામાં આવ્યો હોય તો મીઠાશથી તેના દોષ બતાવવા એ તમારૂં કર્ત્તવ્ય છે. આવી બાબતો સિવાય તમારે તમારા કામમાંજ ધ્યાન આપવું અને મૌન ભજવાનો સદ્‌ગુણ ખીલવવો.

---

# તૃતીય સાધન.

મહાન્ ગુરૂના ચરણારવિંદમાં પહોંચવાને જે ચાર સાધનો સંપાદન કરવાં જરૂરનાં છે તે ચારમાંના ત્રીજાનું નામ સદ્વર્તન અથવા શુદ્ધ ચારિત્ર એવું છે. ચારિત્રની બાબતમાં છ સદ્‌ગુણો ખીલવવા જરૂરના છે, જેમનાં નામ× મહાન્ ગુરૂએ આ પ્રમાણે આપ્યાં છેઃ—

૧. માનસિક આત્મસંયમ.  ૨. કાયિક આત્મસંયમ.
૩. પરમત સહિષ્ણુતા.  ૪. ખુશમિજાજ.
૫. એકાગ્રતા.  ૬. શ્રદ્ધા.

---

× આ છને અંગ્રેજીમાં Self-control as to the mind, Self-control in Action, Tolerance, Cheerfulness, One-pointedness, Confidence એવાં નામ અનુક્રમે આપવામાં આવેલાં છે.

અગાઉ કહેલી ચાર યોગ્યતાઓને કેટલાકો જુદાં નામથી ઓળખાવે છે તેમ આ ૭ સદ્‌ગુણોને પણ કેટલાકો જુદાં નામો આપે છે, આ વાત મારા જાણવા બહાર નથી; પરંતુ મને તો મહાન્ ગુરૂએ આ બધું સમજાવતી વખતે જે નામો કહેલાં તે જ નામો હું અહીં તમારી સમક્ષ વાપરૂં છું.

(૧) મન સંબંધી આત્મસંયમઃ—વૈરાગ્યનો ગુણ આપણને શિખવે છે કે ' વાસના શરીર ' ને કાબુમાં રાખવું જોઇએ. આ ગુણ આપણને ' માનસિક શરીર ' વશ કરવાને જણાવે છે. તમારે તમારા મિજાજ ઉપર કાબુ રાખવો જોઇએ, કે જેથી કરીને તમે ક્રોધે ન ભરાઓ કે અધીરા ન બનો. તેમજ તમારે મનપર પણ કાબુ રાખવો જોઇએ, કે જેથી કરીને તમારા વિચારો શાંત અને ઉદ્વેગ વગરના બને. મનના સંયમ દ્વારા તમારે જ્ઞાનતંતુઓ ઉપર પણ કાબુ મેળવવો જોઇએ, કે જેથી કરીને તે જેમ બને તેમ ઓછાં ઉશ્કેરાઇ જાય. આ જ્ઞાનતંતુઓ ઉપર કાબુ મેળવવો ઘણો મુશ્કેલ છે, કારણ કે જ્યારે તમે માર્ગમાં પ્રવેશ કરવાને તૈયારીઓ કરો છો, ત્યારે તમારા શરીરને વધારે લાગણીવાળું–સૂક્ષ્મ–ધ્રુજરીઓ ગ્રહણ કરવાને અનુકૂળ–બનાવ્યા સિવાય તમને ચાલશે જ નહિ. અને શરીર વધારે લાગણીવાળું થવાથી તમારા જ્ઞાનતંતુઓ નાના સરખા અવાજથી કે ધ્રાસકાથી એકદમ સંક્ષોભ પામશે અને તેનું દબાણ તમારાપર ભારે થશે. પરન્તુ બનતો પુરૂષાર્થ કરવાથી સઘળી મુશ્કેલીઓ દૂર થઈ જશે.

' શાન્ત મન ' એ શબ્દમાં ' હિંમત ' અથવા ' ધૈર્ય– ' નો સમાવેશ થાય છે. પવિત્ર માર્ગે વિચરતાં જે કસોટીઓ અને સંકટ સતાવવા આવે છે તેમના સામે નિર્ભય રીતે ટક્કર ઝીલવામાં આ

હિંમત કામ લાગે છે.

'શાન્ત મન' એ શબ્દમાં વળી 'સ્થિરતા' નો પણ સમાવેશ થાય છે. દરરોજના જીવન પ્રસંગમાં આવતી અડચણોને, આ 'સ્થિરતા' વડે તમે નજીવી ગણતાં શિખી શકશો, અને જે નાની નાની બાબતોની ચિંતાઓમાં પડીને મનુષ્યો પોતાનો ઘણોખરો વખત ગુમાવે છે તેવી ચિંતાઓથી તમે દૂર રહી શકશો.

મહાન્ ગુરૂ શિખવે છે કે "તારે માંથે બહારથી જે કાંઇ આવી પડે છે તે કશાની દરકાર કરતો નહિ. દિલગીરી, મુશીબત, માંદગી કે નુકસાન એ સર્વને નિર્માલ્ય ગણજે અને તારા મનની શાન્તિમાં તેમને લીધે ભંગાણ પડવા દઇશ નહિ. એ સર્વ પૂર્વકૃત કર્મનાં પરિણામ અથવા ફળ છે, અને જ્યારે તે આવી પડે ત્યારે ખુશ મિજાજથી તે સહન કરવાં જોઇએ તથા યાદ રાખવું જોઇએ કે સઘળું દુઃખ ક્ષણભંગુર છે અને તારો ધર્મ તો નિરંતર આનંદી અને શાન્ત રહેવાનો જ છે."

મુશીબત, માંદગી કે નુકશાન એ સર્વ તમારા પૂર્વ ભવને લગતી બાબતો છે, આ ભવને લગતી નથી. તમે તેને બદલી શકવાના નથી જ, માટે તે સંબંધી ચિંતાયુક્ત વિચાર કરવો તે નિરર્થક છે. હાલ તો માત્ર એટલો જ વિચાર કરો કે, "હું હાલ શું કરૂં છું?" કારણ કે હાલના કૃત્ય ઉપર તમારી બીજી જીંદગીના બનાવોનો આધાર છે; તે તો તમે બદલવાને શક્તિમાન છો.

કોઇ પણ વખતે ઉદાસી કે દિલગીરીને વશ થતા નહિ. ઉદાસી ખોટી છે, કારણ કે તે ચેપી રોગની માફક બીજાને પણ અસર કરે છે, અને આ રીતે બીજાનું જીવન વધારે કષ્ટમય બનાવે છે,

કે જેમ કરવાનો તમને કશો અધિકાર નથી. માટે જો કદાચ ઉદાસી તમારાપર આવી પડે તો તમે તેને તરતજ દૂર ફેંકી દેજો.

ઉજી એક બીજી રીતે તમારા વિચારોને કાબુમાં રાખવા જોઇએ. તમારે વિચારોને ભટકવા દેવા નહિ. તમે જે કાંઇ કામ કરતા હો તે ઉપર તમારૂં ચિત્ત બરાબર ચ્હોંટાડો, કે જેથી કરીને તે સંપૂર્ણ રીતે થાય.

તમારા મનને નકામું પણ બેસી રહેવા દેશો નહિ; પણ તેની પાછળ નિરંતર સારા વિચારો રાખ્યા કરો, કે જેથી કરીને જ્યારે જ્યારે તમારા મનને અવકાશ હોય ત્યારે ત્યારે પેલા વિચારો બ્હાર નીકળી આવે.

તમારા વિચારશક્તિને હરરોજ સારા કામમાં વાપરો. વિશ્વની ઉત્ક્રાન્તિના રસ્તે એક શક્તિ તરીકે તમારે કામ કરવુ જોઇએ.

કોઇ માણસ દુઃખમાં, દીલગીરીમાં કે મદદની જરૂર પડે એવી સ્થિતિમાં આવેલો છે એમ તમારા જાણવામાં આવે તેવા કોઇ મનુષ્ય સંબંધે હરરોજ વિચાર કરો અને વિચાર દ્વારા એના ઉપર પ્રેમનો પ્રવાહ વહેવડાવો.

તમારા મનને ગર્વમાંથી પાછું ખેંચી લ્યો, કારણ કે ગર્વ અજ્ઞાનથીજ ઉદ્ભવે છે. જે મનુષ્યને જ્ઞાન નથી તે પોતાને મહાન સમજે છે અથવા તો પોતે આ કે પેલું મ્હોટું કામ કર્યું એમ વિચારે છે. જ્ઞાની મનુષ્ય વિચારે છે કે ફક્ત પરમાત્મા જ મહાન છે અને સઘળાં સારાં કામ તેનાથી જ થાય છે.

(૨) કાર્યમાં આત્મસંયમઃ—તમારા જેવા જોઇએ તેવાજ હોય તો તમને તમારા કામમાં મુદલ અડચણ પડશે નહિ. પણ આ

સ્થળે યાદ રાખવું જરૂરનું છે કે મનુષ્ય જાતિનું ભલું કરવાને માટે, વિચાર કરીનેજ ન બેસી રહેતાં તે વિચારને પરિણામે કાર્ય પણ થવું જોઇએ. સારા કામમાં સુસ્તી કે પ્રમાદ નહિ કરતાં નિરંતર ખંતથી મંડયા રહેવું જોઇએ.

તમારે માત્ર તમારી પોતાનીજ ફરજ બજાવવી જોઇએ; બીજા કોઇની ફરજ તેની રજા સિવાય અને તેને મદદ કરવાના હેતુ સિવાય કદી બજાવવી નહિ. દરેક મનુષ્યને તેની મેળે અને તેની પોતાની રીતે તેનું કામ કરવા દો.

જ્યાં તમારી મદદની જરૂર પડે ત્યાં તે આપવા તૈયાર રહેજો; પણ કદાપિ બીજાના કામમાં માથું મારના નહિ.

"પોતાના જ કામમાં ચિત્ત રાખવું (અને બીજાના કામમાં માથું નહિ મારવું)" એ પાઠ શિખવો ઘણા માણસોને અતિ મુશ્કેલ લાગે છે, પણ એ પાઠ તમારે તો બરાબર શિખવોજ પડશે.

તમે એકાદ ઉચ્ચ કર્ત્તવ્ય કરવાનું માથે લો, તેથી કાંઇ તમારાં સામાન્ય કર્ત્તવ્ય ભૂલી જવાનો તમને હક્ક મળતો નથી. જ્યાં સુધી તે ન કરવામાં આવે ત્યાં સુધી બીજી ફરજો બજાવવાને તમને સ્વતંત્રતા નથી. તમારે કોઈ પણ નવી સાંસારિક ફરજો માથે લેવી નહિ, પણ જે તમે અત્યાર પહેલાં માથે લીધી હોય તે તો તમારે પૂરેપૂરી રીતે અદા કરવી જ જોઇએ. જે ફરજો તમને સ્પષ્ટ રીતે વાજબી અને 'ફરજ' રૂપે જ લાગતી હોય તેવી ફરજો (નહિ કે બીજાઓએ તમારે માથે મુકેલી કાલ્પનિક ફરજો) તમારે પૂરેપૂરી અદા કરવી જોઇએ. જો તમારે મહાન્ ગુરૂના શિષ્ય બનવું જ હોય તો, તમારાં દરરોજનાં સામાન્ય કામો બીજા મનુષ્યો કરતાં

પણ વધારે સારી રીતે બજાવી બતાવો, નહિ કે બીજાઓ કરતાં ખરાબ રીતે એવાં સામાન્ય કામો પણ તમારે તો મહાન્ ગુરૂની ખાતર જ કરવાનાં છે.

(૩) પરમતસહિષ્ણુતાઃ—તમારે સર્વ તરફ સંપૂર્ણ સહિષ્ણુતા દાખવવી જોઇએ અને તમારા પોતાના ધર્મના જેટલોજ બીજા ધર્મના મનુષ્યોની માન્યતાઓમાં પણ તમારે અંતઃકરણપૂર્વક ભાગ લેવો જોઇએ; કારણ કે તેઓનો ધર્મ પણ તમારા ધર્મની માફક ઉચ્ચ પદ મેળવવાનો માર્ગ છે. અને તમે સઘળાને મદદ કરવાને શક્તિમાન થાઓ એટલા માટે સઘળાઓનો સ્વભાવ તમારે જાણવો—સમજવો જોઇએ.

પણ આવી ઉચ્ચ પરમતસહિષ્ણુતા મેળવવાને માટે તમારે પ્રથમ તો ધર્માંધપણાથી અને વ્હેમથી મુક્ત થવું જોઇએ. તમારે શિખવું જોઇએ કે ધર્મની બાહ્ય વિધિઓ અથવા બાહ્ય ક્રિયાઓ જરૂરની નથી; નહિ તો જે મનુષ્ય તેવી ક્રિયાઓ નહિ કરતો હોય તેના કરતાં કાંઇ પણ રીતે તમે પોતાની જાતને વધારે ઉચ્ચ ગણશો. જો કે બાહ્ય વિધિઓથી તમારે દૂર રહેવાનું છે તથાપિ જે લોકો એવી ક્રિયાને હજી વળગી રહેતા હોય તેમને ધિક્કારવાનો તમને હક્ક નથી, તેમને તેમની ઇચ્છા પ્રમાણે વર્તવા દો. તમારે માત્ર એટલુંજ જોવાનું છે કે તમે કે જેઓ સત્યને જાણો છો. તેમના કામમાં માથું ન મારે અને જે સ્થિતિ તમે પસાર કરી ગયા છો તે સ્થિતિ તરફ તેઓ તમને જોરથી પાછા ન ધકેલે,—એટલુંજ માત્ર તમારે સાચવવાનું છે. દરેક બાબતમાં નમતી દોરી મેલતાં શિખો. બધા તરફ માયાળુ રીતે વર્તો.

હવે તમારી આંખો ઉઘડી છે, તેથી કરીને તમારી કેટલીક જૂની માન્યતાઓ, તમારી જૂની ક્રિયાઓ તમને મૂર્ખાઈભરેલી ભાસશે ખરેખર તેઓ પૈકી કેટલીક તો એવી છેજ; અને જો કે હવે તમે તેમાં ભાગ લેઇ શકો નહિ, છતાં જે ભલા આત્માઓને તે ક્રિયાઓ હજી જરૂરની લાગે છે તેમને સારૂ તેને માન આપો. તેઓને પણ (આ વિશ્વમાં) સ્થાન છે; તેઓનો પણ ઉપયોગ છે. તમે તમારી મેળે સારી રીતે અને છૂટે હાથે લખતાં શિખ્યા ત્યાં સુધી જે બે લીટીઓએ તમારી બાળક અવસ્થામાં તમને સીધું અને બરાબર લખતાં શિખવ્યું હતું તે બે લીટીઓ જેવીજ આ ક્રિયાઓ છે. એક વખત એવો પણ હતો કે જ્યારે તમને તે જરૂરની લાગતી હતી, પણ હવે તે વખત વીતી ગયો છે.

એક મહાન્ ગુરૂએ એક વખત લખ્યું છે કે " જ્યારે હું બાળક હતો ત્યારે હું બાળક માફક બોલતો, બાળકની માફક સમજતો, અને બાળકની માફક વિચારતો; પણ જ્યારે હું મ્હોટો મરદ થયો ત્યારે મેં બાળક્રીડા છોડી દીધી. " પરંતુ પોતાની બાલ્યાવસ્થા ભૂલી ગયો હોય એવો કોઇ સખસ બાળકો તરફની દિલસોજી પણ ભૂલી જાય તો તેવો સખસ બાળકોને શિખવા કે મદદ કરી શકે નહિજ. માટે બૌદ્ધ શું કે હિંદુ શું, જૈન શું કે પારસી શું ખ્રીસ્તી શું કે મુસલમાન શું, સઘળા ત.ફ માયાળુ, પ્રેમી અને સહિષ્ણુતામય દૃષ્ટિથી જોતાં શિખો.

(૪) આનંદ-ખુશમિજાજ:—તમારે તમારૂં કર્મ તે ગમે હોય તોપણ—આનંદપૂર્વક સહન કરવું જોઇએ. તમારા ઉપર દુઃખ આવે એ તો તમને એક માન મળ્યા બરાબર ગણવું જોઇએ; કારણ કે દુઃખ જણાવે છે કે કર્મના દેવો તમને મદદ કરવા લાયક

ગણે છે. તે દુખ ગમે તેવું ભારે હોય તોપણ સંતોષ માનજો કે એટલેથીજ પત્યું અને એથી વધારે ભારે દુઃખ ન આવ્યું. યાદ રાખજો કે જ્યાં સુધી તમારા ખરાબ કર્મનો 'ક્ષય' ન થાય અને તમે છુટા ન થાઓ ત્યાં સુધી મહાન્ ગુરૂને તમે બહુજ થોડા મદદગાર થઇ શકશો. તમે તમારી જાત મહાન્ ગુરૂને અર્પણ કરીને તમારૂં કર્મ જલદીથી ક્ષય પામે એવું માગી લીધું છે, અને આથી કરીને જે કર્મ અન્યથા એકસો જીંદગીમાં પૂરૂં થાત તે કર્મ તમે એક કે બે જીંદગીમાં ભોગવી લ્યો છો, પણ આ સ્થિતિનું સારૂં પરીણામ લાવવાને તમારે તે આનંદપૂર્વક અને ખુશીથી સહન કરવું જોઇએ.

વળી એક બીજો મુદો ધ્યાનમાં રાખો. 'કોઈ પણ વસ્તુ મારી છે, એ લાગણીને સર્વથા છોડી દો. કર્મ બહુ કરશે તો તમારી વ્હાલામાં વ્હાલી ચીજ અથવા તમારા વ્હાલામાં વ્હાલા મનુષ્યને તમારી પાસેથી ઉપાડી લેશે. પરન્તુ તે વખતે પણ તમારે તત્પર રહેવું જોઇએ. ઘણીવાર મહાન્ ગુરૂ પોતાનું બળ પોતાના શિષ્યદ્વારા બીજામાં ઉતારવાની જરૂર જુએ છે: હવે જો તે શિષ્ય ઉદાસીને આધીન હોય તો મહાન્ ગુરૂનું તે કામ થઇ શકતું નથી. માટે નિયમિત રીતે આનંદી સ્વભાવ રાખવો જોઇએ,

(૫) એકાગ્રતાઃ—તમારી દૃષ્ટિ આગળ આ એક બાબતને હમેશાં ધરી રાખજો કે " મહાન્ ગુરૂનું કામ મારે કરવાનું છે. " તમારે બીજું ગમે તે કામ કરવાનું આવી પડે તે છતાં આ તો તમારે કદી પણ ભૂલવું નહિ; ખરૂં જોતાં તો તમારે બીજું કાંઇ પણ કામ કરવાનું આવી પડેજ નહિ, કારણ કે બીજાને મદદ કર-

વાનું અને નિઃસ્વાર્થી એવું તમામ કામ એ મહાન્ ગુરૂનુંજ કામ છે અને તેમની ખાતરજ તે કરવાનું છે. તમે જે જે કામ કરો તે કામમાં સંપૂર્ણ લક્ષ આપો, કે જેથી કરીને તમારાથી બની શકે તેટલું ઉત્તમ તે થવા પામે. તે જ મહાન્ ગુરૂએ એક વખત લખ્યું હતું કેઃ—

‘ તમે જે કાંઇ કામ કરો તે મહાન્ ગુરૂને માટે કરો છો એમ સમજીને અંતઃકરણપૂર્વક કરો; માણસ માટે કરો છો એમ સમજીને કરશો નહિ. ”

તમારૂં કામ તપાસવાને મહાન્ ગુરૂ પોતે હમણાંજ આવવાના છે એમ તમને માલુમ હોય તો તે કામ કેવી રીતે તમે કરો તે વિચારો અને એમ સમજીને જ તમારે સઘળું કામ કરવું જોઇએ. જેઓ વધારે જ્ઞાન ધરાવે છે તેઓ જ ઉપરના વાક્યનો શો અર્થ છે, તે બરાબર સમજશે, વળી તે કરતાં પણ એક વધારે જૂનું વચનામૃત છે કેઃ-

“ તારા હાથને જે કાંઈ કરવાનું મળી આવે તે સર્વ તારા સઘળા બળથી કરજે. ”

એકાગ્રતાના ગુણમાં આ વાતનો પણ સમાવેશ થાય છે કે, જે માર્ગમાં તમે દાખલ થયા છો તે માર્ગમાંથી કોઇ પણ કારણે, એક પળ પણ તમારે ખસવું નહિ. કોઈ પણ પ્રકારની લાલચ, કોઇ પણ પ્રકારનું સાંસારીક સુખ, અને કોઈ પણ સાંસારિક રાગને લીધે તમારે તમારા માર્ગથી ડગવું નહિ.

તમારે જાતે તે માર્ગની સાથે એકરૂપ ( તન્મય ), થઈ જવું જોઇએ. આ ગુણ એટલે બધે દરજ્જે તમારા સ્વભાવરૂપ થઇ જ-

ત્યાં જોઈએ કે ' હું માર્ગે ચાલું છું " એવો વિચાર કરવાની જરૂર પડયા સિવાય પણ તમે તેજ માર્ગે ( સ્વભાવથીજ ) ચાલ્યા જાઓ અને તેનાથી જરા પણ દૂર તમારાથી ખસી શકાયજ નહિ.

તમે—એક આત્માએ આ નિશ્ચય કર્યો છે, અને હવે તેનાથી દૂર ભાગવું તે તમારા આત્માથી દૂર ભાગવા સમાન છે.

(૬) શ્રદ્ધા:—તમારે તમારા મહાન્ ગુરૂમાં શ્રદ્ધા રાખવી જોઈએ. જો તમે ગુરૂદેવને એકવાર જોવા પામ્યા હશો તો તો અનેક જન્મો સુધી તેમનામાં સંપૂર્ણ શ્રદ્ધા તમે રાખશોજ. પણ જો તમે તેમને ન જ જોયા હોય તો તમારે તેમનો સાક્ષાત્કાર થાય એવો પ્રયત્ન કરવો જોઈએ, અને તેમનાપર શ્રદ્ધા રાખવી જોઈએ, તેમ ન કરો તો એવા ગુરૂ પણ તમને મદદ કરી શકે નહિ. જ્યાં સુધી પૂર્ણ શ્રદ્ધા ન હોય ત્યાં સુધી પ્રેમ અને બળનો પૂર્ણ પ્રવાહ (ગુરૂદેવ તરફથી શિષ્ય તરફ ) વહી શકે જ નહિ.

તમારા આત્મામાં પણ તમારે પૂર્ણ વિશ્વાસ રાખવો જોઈએ. શું તમે એમ કહો છો કે " હું મારા આત્માને સંપૂર્ણ રીતે ઓળખું છું ! " ખરેખર જો તમને એમજ લાગતું હોય તો જાણજો કે તમે તમારા આત્માને ઓળખતા જ નથી, તમે તો ફક્ત નબળું બહારનું ફોતરૂં કે જે કાદવમાં ડુબી ગયું છે તેને ઓળખો છો પણ તમે ખાસ તમે—તો ઈશ્વરી અગ્નિના કિરણ રૂપ છો, અને પરમાત્મા કે જે સર્વશકિતમાન્ છે તે તમારામાં છે, અને આ કારણથી જ કહું છું કે આ જગતમાં એવું કાંઈ છે જ નહિ કે જે દૃઢ નિશ્ચયવાળા એવા તમને અશક્ય લાગે. તમારા આત્માને આ પ્રમાણે કહો. " જે, એક મનુષ્યે કર્યું. છે, તે, બીજો પણ કરી શકશે, હું એક મનુષ્ય છું; પણ મનુષ્યમાં રહેલા ઈશ્વર રૂપે છું

હું આ કામ કરી શકીશ અને હું તે કરીશ જ. " કારણ કે જો તમે મહાન્ ગુરૂના માર્ગપર ચાલવા ઇચ્છતા હો તો તમારી ઇચ્છા શક્તિને, પાયેલા ગજવેલ જેવી ( અર્થાત્ વાળી વળે નહિ એવી ) દૃઢ બનાવવી જોઇએ.

---

# ચતુર્થ સાધન

સઘળા સાધનોમાં અગર સઘળી યોગ્યતાઓમાં પહેલે નંબરે ' પ્રેમ, બીરાજે છે; કારણ કે જો મનુષ્યમાં એક પ્રેમનો જ ગુણ જોઇએ તેટલો બળવાન હોય તો તે બીજા સદ્દગુણો મેળવવાને તેને પ્રેરે છે, બીજા હાથ ઉપર જોઇએ તો પ્રેમ સિવાયના બીજા બધા ગુણો મેળવ્યા હોય તો પણ તેટલેથી કામ ચાલશે નહિ, આ ચોથા સાધનને ઘણીવાર જન્મમરણના ચક્રમાંથી છુટા થવાની અને પરમાત્મા સાથે એક થવાની પ્રબળ ઇચ્છા તરીકે ઓળખવામાં આવે છે પણ આ રીતે એનો અર્થ કરવો એ સ્વાર્થસૂચક છે; કારણ કે તેમાં તે શબ્દનો પુરેપુરો અર્થ આવી જતો નથી.

પ્રેમ એ એવી કોઇ પ્રકારની ઇચ્છા નથી પણ એ તો અંતરનો ઠરાવ, ચોક્કસ નિશ્ચય જ છે. જયારે તમે તે નિશ્ચયથી તમારા પંડને પુરેપુરો રંગો, જયારે તમે એટલા બધા તન્મય બની જાઓ કે તેથી તમારામાં બીજી કોઈ પણ લાગણીને વાસ્તે અવકાશ જ રહેવા પામે નહિ, ત્યારે જ પ્રેમનું પરિણામ દેખાય. પ્રેમ એ અલૌકિક પરમાત્મા સાથે એકરૂપ થવાનો દૃઢ સંકલ્પ છે, પણ તેમાં એવો આશય નથી હોતો કે ' એમ કરવાથી હું દુઃખ અને

ઉપાધિમાંથી છૂટું.' પરન્તુ પરમાત્મા તરફના સ્વાભાવિક આકર્ષણને લીધે તમે તેનાથી એકરૂપ બનો અને તેની માફકજ વર્તો એ જ આશય ' પ્રેમ'માં હોય છે. પરમાત્મા પોતે પ્રેમ સ્વરૂપ જ છે; મા ટે જો તેનાથી એકરૂપ બનવા તમે ચાહતા હો તો તમારે સમ્પૂર્ણ નિસ્વાર્થતા અને સમ્પૂર્ણ પ્રેમથી ભરપુર બનવું જોઇએ.

દરરોજના જીવનવ્યવહારમાં આ પ્રેમ બે રીતે અમલમાં મુકાય છે (૧) જેનામાં 'પ્રેમ' છે તે કોઈ પણ જીવને ઇજા ન થાય એ વી સંભાળ રાખે છે (૨) જેનામાં 'પ્રેમ' છે તે મનુષ્ય બીજાને સ હાયભૂત થવાના પ્રસંગની નિરંતર શોધમાં રહે છે. આ બે રીતે પ્રેમનું પ્રકટીકરણ થાય છે અર્થાત્ એ બે સ્વરૂપમાં 'પ્રેમ'દર્શન:દે છે.

પ્રથમ કોઇને ઇજા નહિ કરવા વિષે આ જગતમાં બીજાં બ ધાં પાપો કરતાં વધારે નુકશાન કરનારાં ત્રણ જાતનાં પાપો છે, જેમનાં નામ પરનિંદા, ઘાતકીપણું અને વ્હેમ એવાં છે, એમાં શ્રેષ્ઠ એવી ' પ્રેમ ' ભાવનાથી વિરૂદ્ધ ગુણ હોવાથી તે પાપોને સૌથી વધારે નુકશાન કરનારાં પાપ કહ્યાં છે, જે મનુષ્ય ઇશ્વરી પ્રેમથી પોતાનું હૃદય ભરવા માગે છે, તેણે આ ત્રણ પાપોથી નિરંતર ચે. તતા રહેવું જોઇએ. પરનિંદાથી શું શું થાય છે તે જુઓ. નિંદા. નો પ્રારંભ જ ' ખરાબ વિચાર ' થી થાય છે અને તે તો એક જબરૂં પાપ છે, કારણ કે દરેક મનુષ્યમાં અને દરેક ચીજમાં કાંઇ નહિ ને કાંઇક ગુણ અવશ્ય હોય છે, તેમજ દરેક મનુષ્યમાં અને દરેક ચીજમાં કાંઇક દુર્ગુણ અવશ્ય હોય છે. આ બેમાંથી જેનો આપણે વિચાર કરીએ તેને ( આપણા વિચારથી ) પુષ્ટિ મળે છે. અને આ રીતે ઉન્નતિક્રમને આપણે સહાય કે અવરોધ કરીએછીએ.

જ્યારે તમે કોઇ માણસના અવગુણનો વિચાર કરો છો ત્યારે તે વિચારદ્વારા કોઇ ત્રણ ઘાતકી કામો કરો છોઃ–

( ૧ ) અવગુણના વિચારથી તમારી આસપાસનું (પડોશનું) વાતાવરણ ભરાઇ જાય છે, તેથી એટલે અંશે તમે જગતના દુખમાં ઉમેરો કરો છો.

(૨) એક મનુષ્યમાં અમુક અવગુણ (અશુભ તત્ત્વ છે એમ તમે માનતા હો અને તે પ્રમાણે અવગુણ ખરેખર તેનામાં હોય તો પણ એ બાબતનો વિચાર કરવાથી તમે તેને પુષ્ટી આપો છો અને આ રીતે તમે તમારા જાતિભાઇને સુધારવાને બદલે ઉલટા વધારે બગાડો છો. પણ ઘણીવાર તો તે અશુભ તત્ત્વ તેનામાં ન થીજ હોતું; ફક્ત તમારી કલ્પનાએ તેવું માની લીધેલું હોય છે અને તેથી તમારો દુષ્ટ વિચાર તમારા આ બાંધવને ખરાબ કામ કરવા લલચાવનારો થઇ પડે છે; કારણ કે જો ઉચ્ચ દશાએ પહોંચેલો પુરૂષ ન હોય તો તમે તેના સંબંધી જેવો વિચાર કર્યો હોય તેવો તે ( તમારા વિચારના બળથી ) બનવા માંડે છે,

(૩) તમે તમારૂં મન સારાને બદલે નરસા સંબંધી વિચારોથી ભરો છો અને આ રીતે તમે તમારી ઉન્નતિનો અવરોધ કરો છો અને આથી તમારૂં સૂક્ષ્મ શરીર સુંદર અને પ્રિય દેખાવાને બદલે તમે તેને તદ્દન બેડોળ અને દુઃખજનક બનાવો છો. ( આંતરચક્ષુવાળા પુરષો તમારી તે વિકૃતિ જોઇ પણ શકે છે. )

આ પ્રમાણે નિંદા કરનારને અને જેની નિંદા થઇ હોય તેને આટલું બધું નુકશાન કર્યાથી પોતાને સંતોષ ન વળતો હોય તેમ નિંદા પોતાના સઘળા જોરથી બીજાઓને પોતાના ગુન્હાના ભાગીદાર બનાવવા પ્રયત્ન કરે છે. નિંદા કરનાર પોતાની દુષ્ટ વાત બી-

એ માની લેશે એમ ધારી બીજાઓ સમક્ષ આતુરતાથી લલકારે છે અને પરીણામ શું આવે છે? જે માણસની વાત ચાલતી હોય છે તે દુરભાગ્ય મનુષ્ય તરફ તે વાત સાંભળનાર મનુષ્યો પણ ખરાબ વિચારો મોકલવામાં શામેલ થાય છે. આ ક્રિયા હમેશ ચાલ્યા કરે છે અને પરિણામે તેમાં એકાદ નહિ પણ હજારો માણસો જોડાય છે. આ કેવું નીચ અને ઘાતકી પાપ છે તેનો તમને હજી કાંઇ ખ્યાલ આવે છે? તમારે તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. તમે કોઇ પણ મનુષ્યનું ભૂડું બોલશો નહિ. જ્યારે કોઇ સખસ તમારી રુબરુ બીજા કોઇનું ભૂડું બોલવા માંડે ત્યારે તે સાંભળવાની ચોખ્ખી ના પાડો અને તેને જણાવો કે " કદાચ આ વાત ખોટી જ હશે તો! અને જો ખરી જ હશે તોપણ એ વિષયપર ન બોલવું એજ વધારે દયામય છે."

હવે ઘાતકીપણા વિષે વિચાર કરીએ. તેના બે પ્રકાર છે. એક જાણી જોઇને કરાતું ઘાતકીપણું. અને બીજું અજાણતાં કરાતું ઘાતકીપણું. જાણી જોઇને કરાતું ઘાતકીપણું એટલે બીજા જીવને હેતુપૂર્વક દુઃખ આપવું તે તો મોટામાં મોટું પાપ છે. એ મનુષ્યનું નહિ પણ રાક્ષસનું કામ છે. તમે કહેશો કે આવું કામ તો કોઈ કરેજ નહિ; પણ હું કહું છું કે મનુષ્યોએ વારંવાર એવાં કામ કર્યાં છે અને હાલ પણ કરે છે. થોડાક દાખલા સાંભળો;—

રોમન કેથોલિક પંથથી વિરૂદ્ધ મત વિષે ચોકસી કરનારી ઘાતકી ન્યાય સભાએ એવું કામ કર્યું હતું. ઘણાએક ધર્મવાળા પુરૂષોએ ધર્મને નામે તેવાં કામ કર્યાં છે; જીવતાં પ્રાણી ઉપર નિર્દય પ્રયોગો કરી તે દ્વારા વૈદક વિદ્યા ખીલવવા ઇચ્છનારાઓ હાલ પણ

એવું કામ કરે છે; અને ઘણા શિક્ષકો પણ દરરોજ આવાં કામ કરે છે। આ બધા લોકો “ આ તો એક રિવાજ છે ” એમ જણાવીને પોતાના ઘાતકીપણાનો બચાવ કરે છે, પણ ઘણા મનુષ્યો અમુક કામ કરે તે ઉપરથી કાંઇ ગુન્હો મટી જતો નથી—ગુન્હાનું ગેરવાજબીપણું ઓછું થતું નથી. કર્મ, રૂઢિની દરકાર રાખતું નથી અને ઘાતકીપણાનું કર્મ તો સર્વ કરતાં વધારે ભયકર છે. ભારત વર્ષ એ તો એક એવો દેશ છે કે જ્યાં આવી રૂઢીનો બચાવ થઇ શકેજ નહિ; કારણ કે આ દેશમાં અહિંસાનો ધર્મ સર્વને બરાબર વિદિત છે. જેઓ પરમાત્માના પ્રાણીઓને જાણી જોઇને મારવા જાય છે અને એ શિકારના કામને ‘સ્પૉર્ટ’ અથવા ‘ ગમ્મત ’ એવું નામ આપે છે તેવા સઘળા માણસોને ઘાતકીપણાનું પાપ લાગે છે.

હું જાણું છું કે તમે તો આવાં કામ ન જ કરો, અને પરમાત્માના પ્રેમને ખાતર જ્યારે જ્યારે તમને પ્રસંગ મળે ત્યારે ત્યારે તમે તો સ્પષ્ટ રીતે એવાં કામોની વિરૂદ્ધ જ બોલો એવી મને ખાત્રી છે. પણ તમારે આટલું ધ્યાનમાં રાખવાનું છે કે ઘાતકીપણું માત્ર કાર્યમાં જ હોય છે એમ નથી, શબ્દમાં પણ ઘાતકીપણું હોઇ શકે છે. જે મનુષ્ય બીજાનું દીલ દુખવવાના ઇરાદાથી કોઇ શબ્દ બોલે છે, તે પણ આ ગુન્હાનો ભાગીદાર છે. કદાચ તમે આ જાતનું પાપ નહિ કરો, પણ કેટલીકવાર એક ખરાબ શબ્દ જેટલું નુકશાન કરે છે તેટલું જ નુકશાન બેદરકારીથી અથવા અવિચારથી અથવા ગાફેલીથી બોલાયેલા એક શબ્દથી થાય છે; માટે અજાણતાં પણ ઘાતકીપણું ન થઇ જાય તે બાબત કાળજી રાખજો.

ઘાતકીપણું ઘણું ખરૂં તો વિચાર રહિતપણાથી ઉદ્દભવે છે.

દાખલા તરીકે, મનુષ્યમાં લોભ અને તૃષ્ણાના અવગુણો ઘણાજ વ્યાપી રહેલા હોવાથી નોકર વગેરેને છેકજ થોડો પગાર આપીને અથવા પોતાની સ્ત્રી કે છોકરાંને અડધાં ભૂખ્યાં રાખીને તેઓમાં જે દુઃખ પોતે ઉત્પન્ન કરે છે તેનો તેને તો ખ્યાલ સરખો પણ આવતો નથી. કોઇ માણસ માત્ર પોતાની વિષય તૃપ્તિનો જ વિચાર કરે છે અને તેમ કરવાથી કેટલાં શરીરો અને આત્માઓને તે પાયમાલ કરી નાખે છે તેની જરા પણ દરકાર કરતો નથી. તેવી રીતે કેટલાક માણસો થોડી મિનિટની તકલીફ બચાવવાના હેતુથી પોતાના નોકરોને મુદતસર પગાર ચુકવતા નથી અને પોતાના આવા પ્રમાદથી તે નોકરોને કેટલી મુશ્કેલી પડશે તેનો વિચાર સરખો પણ તેમને આવતો નથી. આપણું અમુક કાર્ય બીજા ઉપર કેવી જાતની અસર કરશે તે વિચારવાનું ભૂલવાથી એટલે કે વિચાર રહિતપણાથી કેટલું બધું દુઃખ પેદા થાય છે! પણ કર્મ ભૂલતું નથી; મનુષ્યો ભૂલથી પાપ કરે છે, એ વાત કર્મ કદી લક્ષમાં લેતું નથી. માટે જો તમે સત્ય માર્ગમાં દાખલ થવા માગતા હો તો ગાફેલીથી અથવા અવિચારથી ઘાતકીપણું તમારા હાથે ન થઇ બેસે એટલા ખાતર, તમારા દરેક કાર્યના પરિણામનો ખ્યાલ કરવાનો રિવાજ રાખજો.

'**વહેમ**' એ એક બીજો મોટો અનર્થ છે અને તેને નામે ઘણું એક ભયંકર ઘાતકીપણું ગુજર્યું છે. જે માણસ વ્હેમનો ગુલામ છે તે પોતાના કરતાં વધારે ડાહ્યા પુરૂષોને ધિક્કારે છે અને પોતે કરે છે તેવું બીજા પાસે પરાણે કરાવવા મથે છે. પ્રાણીઓનો ભોગ આપવો જોઇએ એ 'વ્હેમ' થી કેટલી બધી બધી ત્રાસદાયક કતલ થઇ છે તેનો વિચાર કરો; મનુષ્યોને માંસનાં ખોરાકની જરૂર છે, એ ઘાતકી 'વ્હેમ' થી જે ભારે ત્રાસદાયક કેર વર્તાયો છે તેનો

ખ્યાલ કરો ! આપણા વ્હાલા ભારતવર્ષમાં પણ ( ઢેડ વગેરેનો સ્પર્શ કરવામાં પાપ છે એવા ) વ્હેમને લીધે હલકી વર્ણ ( ઢેડ, પારીઆ, ચાંડાલ વગેરે ) તરફ જે વર્તણુક ચલાવવામાં આવે છે તેનો વિચાર કરો અને જેઓ ભાતૃ ભાવની ફરજ સમજે છે તેવા લોકોમાં પણ ' વ્હેમ ' નામનો આ દુર્ગુણ કેટલી બધી નિષ્ઠુરતા –નિર્દયતા ઉત્પન્ન કરી શકે છે તેનો ખ્યાલ કરો ! વ્હેમરૂપી ભૂતના બળગાટને વશ થઇ કેટલાએ મનુષ્યો–ખુદ પ્રેમ સ્વરૂપ પરમાત્માને નામે અનેક અપરાધો કરી બેઠા છે. માટે તમારામાં આવા મોટા 'વ્હેમ'નું નામ નિશાન પણ ન રહે એ માટે ચેતતા રહેજો.

આ ત્રણ મોટા ગુન્હાથી તમારે દૂર રહેવું જોઇએ, કારણ કે તે સર્વ પ્રકારની ઉન્નતિને બાધક છે અને તે પ્રેમથી વિરૂદ્ધ ગુણ ધરાવતાં પાપ છે. તમારે આવાં પાપથી દૂર રહેવું જોઇએ એટલુંજ પુરતું નથી, પરન્તુ તમારે સત્કાર્યમાં પ્રવૃત્તિ પણ કરવી જોઇએ. તમારામાં પરમાર્થ કરવાની ઇચ્છા એટલી બધી વ્યાપી રહેવી જોઇએ કે તમારી આસપાસ આવેલાં સર્વ તરફ—કેવળ મનુષ્યો તરફજ નહિ પણ પ્રાણીવર્ગ તેમજ વનસ્પતિ તરફ પણ પરમાર્થ વૃત્તિ બતાવવાનો પ્રસંગ શોધતા રહેવું જોઇએ. નાની નાની બાબતોમાં પણ દરરોજ પરમાર્થ કરવાની ટેવ પાડવી જોઇએ. કે જેથી તમારી પ્રકૃતિ જ પરોપકારી બની જશે અને તેથી કરીને જ્યારે મહાન કામ બજાવવાની ઉત્તમોત્તમ અને કવચિત્ મળતી તક તમને પ્રાપ્ત થાય ત્યારે તે ઝડપી લેવા તમે ચુકશો નહિ. તમે પરમાત્મા સાથે એક રૂપ થવા ઇચ્છો છો તે પણ તમારી પોતાની ખાતર નહિ પણ એટલા જ ખાતર કે તમે એક એવી પ્રણાલિકા થઇ શકો કે

જે દ્વારા પરમાત્માનો પ્રેમ તમારા જાતિ ભાઇઓ સુધી વહી વહીને તેમને પણ તેના વર્તુલમાં લેઇ શકે.

જે મનુષ્ય માર્ગ ઉપર છે તે પોતાને વાસ્તે નહિ પણ બીજાને વાસ્તે જીવે છે. તે બીજાની સેવા કરવા માટે તો પોતાની જાતને ( હુંપણાને ) પણ ભૂલી જાય છે. તે પરમાત્માના હાથમાં એક કલમ સમાન બને છે, કે જે કલમ દ્વારા પરમાત્માનો વિચાર વણા કરે અને પૃથ્વીપર સ્થૂલ રૂપમાં પ્રકટ થઇ શકે, કારણ કે કલમ વિના તે પ્રકટ થઇ શકયો ન હોત. વળી તે સાથે તે અગ્નિની ચળકતી જ્વાળા જેવો પણ છે, કે જે જ્વાળાની ચીણુગારીઓ પોતાના હૃદયમાં ઉભરાઇ જતા ઇશ્વરી પ્રેમના રૂપમાં તે આખા જગત ઉપર ફેલાવે છે.

જે જ્ઞાન અથવા ડહાપણુ તમને બીજાને મદદ કરવાની શક્તિ આપે છે, જે ઇચ્છા શક્તિ અથવા સંકલ્પબળ જ્ઞાનને દોરવે છે, અને જે પ્રેમ તે ઇચ્છા શક્તિને પ્રોત્સાહન આપે છે—આ ત્રણ તમારાં સાધનો છે—આ ત્રણ માર્ગના ઉમેદવારની યોગ્યતાઓ છે. ઇચ્છા શક્તિ, જ્ઞાન અને પ્રેમ ( સત્, ચિત્ત અને આનંદ ) પરમાત્માનાં ત્રણ સ્વરૂપો છે અને તમે જ્યારે પરમાત્માના સેવક ગણાવા માગો છો ત્યારે તમારે જગતમાં આ ત્રણ સદ્‌ગુણો પોતાના વર્તનમાં પ્રકટ કરવા જોઇએ.

ગુરૂદેવના શબ્દો તણી જોતો રહ્યો છું રાહ હું,
જોતો રહ્યો છું વાટ; "ગુપ્ત પ્રકાશ આવે હાલ શું ?"
ગુરૂ–આણુ કર્ણે ઝીલવા અતિશય બન્યો આતુર હું,
જો કે થયો છું સ્થિત જીવનયુદ્ધમાં દારૂણ બહુ.

ગુરૂશયના છોટાખડા નિહાળતો હુકમો બધાં—
યોદ્ધા ગણોના શીર્ષ પરથી દષ્ટિને દોડાવતાં;
ગુરૂમહાનનાં વચનો સુણું ધીમાં તથા દૂર છો રહ્યાં—
પૃથ્વી તણા ઘોંઘાટ કરતા ગીતથી દૂર છો રહ્યાં !

ગુરૂદેવે કહેલા શબ્દો જેમ મુળ લેખકને મદદગાર થઇ પડયા છે, તેમજ આ લખાયલા શબ્દો બીજાઓને પણ મદદગાર થાઓ—એવી શુભાશિષ સાથે પ્રકાશક જગતને આ બક્ષીસ અર્પણ કરે છે. પરન્તુ આ મહાન્ ઉપદેશથી લાભ મેળવવા ઇચ્છતા વાચકે એક શરત સ્વીકારવાની છે; તે એ છે કે, આ પુસ્તકના લેખકે પોતાના ગુરૂના શ્રીમુખથી ઉપદેશ સાંભળ્યો ત્યારથી જેવી રીતે તે ઉપદેશ પ્રમાણે પોતાનું જીવન ગાળ્યું છે, તેવીજ રીતે તમારે પણ તે ઉપદેશ પ્રમાણે પોતાનું જીવન ગાળવું જોઇએ.

असतो मा सद्गमय
तमसो मा ज्योतिर्गमय
मृत्योर्माऽमृतङ्गमय ॥

અસત્‌માંથી મને સત્‌માં દોરી જાઓ.
અંધકારમાંથી મને પ્રકાશમાં દોરી જાઓ.
મૃત્યુમાંથી મને અમરત્વમાં દોરી જાઓ.

# ખાટી મીઠી વાતો.

જ્ઞાન સાથે ગમ્મત આપનારી રસિલી વાર્તાઓ વાંચવાનો તમને શોખ હોય તો આ પુસ્તક જરૂર એકવાર વાંચવાની મહેરબાની કરજો. કારણ કે તેની અંદર નીતિનો બોધ આપનારી ચાનકદાર વાર્તાઓજ છે. તેમાં ચમત્કારીક પેટીની વાર્તાએ તો વાંચનારના રસને હદ બહાર આનંદમાં વધારી દીધો છે. **કીંમત એક રૂપીઓ.**

# કથા કલ્પ વૃક્ષ.

ઢોંગી સુધારાને ચાનકરૂપી ચાબુક મારી ખોટા ઢેડ ફજેતાથી શુદ્ધ ઠેકાણે લાવવામાં આ પુસ્તકની વીસ વાર્તાઓએ સારી અસર કરી છે અને તેની જનસમાજમાં સારી કદર થવાથી બીજી આવૃત્તી બહાર પાડવામાં આવી છે. એક સારા આર્ય ધર્માભિમાની લેખકની કલમમાં કેટલી ઝમક હોય છે તે જોવાને આ પુસ્તક આરસીરૂપજ છે. તમે તમારા બાળબચ્ચાંને તથા સ્નેહીઓને આમાંની વાર્તાઓ કહેવાને જરૂર લલચાઓ એવી ઝમકદાર નિતિની વાતો છે. કીંમત **એક રૂપીઓ.** પોષ્ટેજ બે આના.

# લંકાની લાડી અને ઘોઘાનો વર.

આ કહેવતથી ઉલટી રીતે લંકાનો વર અને બંગાળાની બાયડીનો કેવા વિચિત્ર રીતે પ્રેમી જોડાંનો મેળાપ થયો એ સંબંધી અદ્ભૂત વાર્તા નવરાશની વખતે જરૂર તમને આનંદ ઉપજાવશે. કીંમત ફક્ત ચાર આના. પોષ્ટેજ એક આનો.

# જન મનરંજન રમુજી વાર્તાઓ.

બાદશાહ અને બીરબલની વાર્તાઓ. ભાગ ૧થી ૧૨સુધી ૧—૦—૦
બાદશાહ અને બીરબલની વાર્તાઓ. ભાગ ૧થી ૬સુધી ૦—૮—૦
ભોજરાજા અને કાળીદાસ. ભાગ ૧ થી ૫ સુધીના... ૦—૮—૦
ભોજરાજા અને કાળીદાસ. ભાગ ૧ થી ૩ સુધીના... ૦—૪—૦
ભવાઈની ભોમિયો—ભવાયા લોકની રમુજી ભવાઈઓ. ૦—૧૨—૦
જેમંગળા હાથીની વારતા........................ ૦—૪—૦
માન મુસાફરીની ચમત્કારીક વારતા............... ૦—૮—૦
રાજકઠિયારાની વારતા........................... ૦—૮—૦
વીણાવેલીની રમુજી વારતા........................ ૦—૪—૦
માનસિંહ અભયસિંહની વારતા...................... ૦—૨—૦
ફહાના કુંભારની ગમ્મત ભરી વારતા............... ૦—૨—૦
કામકળા અને કામરૂપની અજબ જેવી વારતા...... ૦—૮—૦
કાળિવિજય બાલામંજીની અદ્દભૂત વારતા............ ૦—૮—૦
કાળિવિજય બાલામંજીની વારતા ભાગ બીજો...... ૦—૮—૦
ગમ્મત ચંટ—ન્હાની ન્હાની આનંદી વાતો......... ૦—૨—૦
અજબ ખૂનની વારતા............................... ૦—૨—૦
કામીની ચરિત્ર.................................. ૦—૪—૦

# મન ખુશ કરનારાં નોવેલો.

પંદર લાખપર પાણી—(સોનેરી મનહર પુંઠાવાળું)... ૧—૮—૦
નટવર—ત્રણે ભાગ ભેગા ચીત્ર સાથે સોનેરી નામવાળું. ૨—૦—૦
ભદ્રંભદ્રના ભદુનો ભવાડો.......................... ૧—૦—૦
ઘેલી કુસુમ—સરસ્વતી ચંદ્રનો ગ્રહસ્થાશ્રમ............ ૧—૮—૦

અરેબીયન નાઇટ્સ—એક હજારને એક રાતની અદ્દભૂત વારતાઓનો સંપૂર્ણ ગ્રંથ સોનેરી નામનાથે પાકુપુંઠું. ૨—૦—૦
રમણુ તારા—ભાગ્યહીન ભાઈ બ્હેન.............. ૦—૮—૦
પાતાલની પ્રેમદા—ચમત્કારીક નોવલ.............. ૦—૮—૦
ગુણસુંદરી.........૦—૬—૦
ચમત્કારીક પેટી...૦—૪—૦
મણી મેના.........૦—૩—૦
અંધ સારંગીવાળો.૦—૪—૦
કુસુદા............ ૦—૪—૦
સતિ મોહના...... ૦—૪—૦
સુંદર રસિક...... ૦—૩—૦
બહાદુર બારવટીયો ૦—૪—૦

# ઇતિહાસીક નોવેલો.

શ્રીમંત છત્રપતિ શંભાજી મહારાજ................. ૧—૦—૦
પૃથુરાજ ચૌહાણ—વિરરસ અને શૃંગારરસથી ભરપુર. ૧—૦—૦
પૃથુસિંહ પરમાર અને સતિ મેના—ભાગ ૧ લો...... ૦—૮—૦
પૃથુસિંહ પરમાર અને સતિ મેના—ભાગ ૨ જો...... ૦—૮—૦
જગદેવ પરમાર અને વીરમતિની બહાદુરી........... ૦—૮—૦
કમળ કુમારી—અદ્દભૂત રસનો ભંડાર............... ૦—૮—૦
શૂરવિર પ્રતાપ રૂદ્ર.................................. ૦—૮—૦
મંડળગઢની મોહિની અથવા અલાઉદીનનો રાજરંગ... ૦—૪—૦
ચિતોડનો ઘેરો અને અકબરની ઉદારતા............ ૦—૪—૦
નૂરજહાં અથવા સત્તરમીસદીની શેહેનશાહ બાનુ...... ૦—૪—૦
સતી ગૌરી અને ભાનુસિંહ......................... ૦—૪—૦

**માસ્તર નાનાલાલ મગનલાલ.**
**રીચીરોડની સડકપર.—અમદાવાદ.**